# કલજુગના કૌટક, ને બીરબલની વાણી

તથા

# બાપ ચોર ને બેટો ધણી.



**ઠા. જીવરાજ હરજીવન ઉમર-૬૦**

આવૃત્તિ ઠા. મથુરાદાસ નથુભાઇએ છપાવી હતી
ને આ બીજી આવૃત્તિ છે. નકલ ૫૦૦)
વનાર ભાટીઆ ઠા. જીવરાજ હરજીવન
ઉદેશી ને શેઠ પ્રેમજી જીવણવાલા ઉરફે
બુધા કાકાના ભગવદ શમરણ વાંચજોજી.

૨૭૭ **કિંમત એક પૈસો.** સને ૧૯૨૧

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

જત હાલમાં દુનીઆમાં જયાં જોઉ છુ ત્યાં શાલાઓનું રાજ કે મજે પૈસા સારૂ પોતાની બેન તથા છોકરીને બુઢા શાથે પરણાવે છે કે મને બુઢો મરી ગયા પછી તેની શરવે મીલકતના કરતા કાવરતા થઇ પડે અને ચોરી લુચાઇથી ગોટાલો કરીને પોતાના ખીશા ભરે છે ને શેક મા ખપવાનો ખોટો ઢોંગ કરે છે અને મરનારનું તથા પોતાના બાપનું નામ બોડે છે ને પાપના અધિકાર થાય છે ને અંતે નર્કવાસ થાય છે, કે મજે ઘણું ખરૂં ધરમ ખાતાનો નાશ કરે છે અને પોતાની આબરૂના કાંકરા કરે છે ને હલકાઇમાં ઉતરી જાએ છે ને અંતે મહારોગના ધણી થઇને બહુજ દુખી થાય છે. માટે શરવે જણાઓએ આ બાબત પુખત વીચાર કરીને ચાલશો એવી મારી શરવેને અરજ છે—લી. જી. હ.

### (ગુલબંકાલીના રાગમાં ગવાય છે)

### (જીભ ને એરજ)

હરદમ ક્રસ્ન કહો શ્રી ક્રસ્ન કહોતું જબા મેરી,
એહી મતલબકી ખાતર કરતા ખુશામત મે તેરી; ટેક
દંહી ઓર દુધ શકર દેતા હું હર વખત તુજે,
તો બી હરીનામ સુનાતી ન મુજે; હરદમ

કરે ગુણ ગ્નાન ગોવીંદકા તુ મુખ પડીવે ભલા,
નહી તો મે નીકાલ દઉગા કયા મુખચામ બલા; હરદમ
ખોહી જીંદગાની શારી શોબી ગુના માફ તેરા,
દયા પ્રીતમ ભુલે મત નામ આખર વખત મેરા; હરદમ

## દરશન તથા ભજન કરવાવાવીશે

( કવાલી તથા ગજલના રાગમાં ગવાય છે )

તેરા દરશન કરનેશે, તેરા ભજન કરનેશે મુજે આરામ હોતા હય; ભજન શ્રી ક્રસ્નકા કરલે, ભજન શ્રીરામકા કરલે, ઉશીમે શબ ભલાઈ હય; ટેક ( તેરા )

નહી દુનીઆમે એ ગાફીલ, કોઈ તુજ બીન શાહી હય, પડા હય મોહ માયામે અરે નાદાન તુ ભુલા હય; ( તેરા )

એ કેશી મુકતાઈયાર, દીલપે તેરે છાઈ હય જો લેજત નામ લેને શે જબાપે મેરે આઈ હય, શકરમે કંદ મીશરીમે, નપાઈ હય નપાઈ હય; ભજન, શ્રી ક્રશનકા કરલે, ભજન શ્રીરામકા કરલે, ઉશીમે શબ ભલાઈ હય.

## ભગતી દેવા અરજ

• ( ભૈરવીમાં ગવાય છે ભગતી વીશે )

દાતા દેનેવાલા મુજે, દાતા દેનેવાલા, ભજનેકુ ક્રસ્ન, રામ, તુલશીકી માલા ઓઢનકુ મર્ગ છાલાઓ, દાતા દેનેવાલા, એહી દાશકી સદા ફીકર ખુશ રહો આબાદ રહો દેના હોય તો દેદે બાબા આખર જાનેવાલા દાતા દેનેવાલા.

# બાદશાહ અને બીરબલનો સંવાદ.

અગાઉના વખતમાં ચક્રવર્તી શાહ અકબર પોતાની રાજધાની દિલ્હીમાં સભા ભરી બેઠા હતા. તે વખતે પોષ માસના આખરનાં દિવસ હતા, અને સખ્ત ઠંડી પડતી હથી અને સાથે પવન પણ સખ્ત ફુંકતો હતો.

તે વખતે બાદશાહાના મનમાં વિચાર આવ્યો જે આવી સખ્ત ઠંડીમાં કોઇ માણસ જમુનાજીના પાણીમાં આખી રાત ઉભો રહે તેને મારે ઇનામ આપવું.

એવો વિચાર કરીને બાદશાહે સભામાં એ વાત મુકી, અને જાહેર કરાવી.

તે વખતે સભામાં બીરબલ તથા બાદશાહાનો સગો ખુશરૂ બેઠો હતો, તે વખતે ઉપર લખેલી જાહેર ખબરથી એક ગરીબ બ્રાહ્મણ તૈયાર થયો, અને બાદશાહાની કચેરીમાં આવ્યો. અને અરજ કરી જે હું આખી રાત આવી શખ્ત ઠંડીમાં ઉભો રહેવાને તૈયાર છું.

તે પછી બાદશાહે એક લખત તૈયાર કરાવી બ્રાહ્મણની સહી લીધી, અને લખતમાં એક એવી સરત હતી,' જે કોઇ પણ જાતની ગરમી લેવી નહિ.

પછી બીજે દિવસે પેલો ગરીબ બ્રાહ્મણ જમુનાજીમાં આખી રાત સુધી ઉભો રહ્યો. ને તેના ઉપર બાદશાહે ચોકી પેહેરો રાખ્યો અને સવાર થતાં બાદશાહની સભામાં હાજર થયો પછી બાદશાહે બ્રાહ્મણને પુછ્યું.

જે એ બમન તુમ આખી રાત એસી ઠંડીમેં કેસા ખડા રહા થા? તે વખતે બ્રાહ્મણને કહ્યું જે ખુદાવિંદ! આપકા જો મોતી મહેલ જો જમુનાજીસે દો કોસ દુર હૈ ઉસ મહેલમેં આપકા એક દીપક જલ રહા થા ઉસ તરફ મેં સારી રાત દેખ રહા થા. ઔર મેને થોડીસે ભાંગબી પીઆ થા ઉસકે નીસેમેં ખડા રહા થા.

પછી બાદશાહે પોતાની પટરાણીના ભાઈ ખુશરૂની સલાહ લીધી તે વખતે ખુશરૂ ભાઇએ એક યુકિત શોધી કાઢી, અને કહ્યું જે એ બમનને લખતકા ભંગ કીયા હૈ, જો આપકે મહેલકા દીપકકા બાપ લીયા ઓર ભાંગ પીઆ. પછી બાદશાહે પેલા બ્રાહ્મણને કહ્યું જે તુમકું ઇનામ નહી મીલેગા. બીચારો ગરીબ બ્રાહ્મણ ચાલ્યો ગયો. અને કહેતો ગયો જે કલજુગ આવ્યો.

બ્રાહ્મણના જવા પછી બીરબલને અન્યાય લાગ્યો. પણ તેની સલાહ બાદશાહે લીધી નહિ.

તે પછી બીજે દિવસે બાદશાહને બીરબલની જરૂર પડી, તે વખતે પોતાના ચોપદારને બાદશાહે કહ્યું જે જાકર બીરબલકું બુલાકે લાવ. ચોપદાર બીરબલને ઘેર ગયો, ને કહ્યું જે આપકું બાદશાહ બુલવાતે હૈ.

તે વખતે બીરબલે કહ્યું કે ખીચડી પકી નહિ હે.

ચોપદારે બાદશાહને કહ્યું જે બીરલસાહેબકી ખીચડી પકી નહી હે, પણ બાદશહાને તો બીરબલનું જરૂરનું જ કામ હતું. તેને પાછો મોકલ્યો. પણ બીરબલનો તો એકજ જવાબ જે ખીચડી પકી નહીં હે. એવી રીતે સાતથી આઠ વખત બાદશાહે ચોપદારને મોકલ્યો. પણ બીરબલનો એકજ જવાબ જે અબી તક ખીચડી પકી નહીં હૈ. પછી બાદશાહ ખુદ બીરબલને ઘેર છડી સવારીએ આવ્યા, અને બીરબલે માન સહિત આવકાર આપી ઘરની અંદર લઇ ગયો, તે વખતે બાદ-

શાહે બીરબલને પૂછ્યું જે બીરબલ તેરી ખીચડી અભી તક પકી નહીં હે. તે વખતે બીરબલે બાદશાહને કહ્યું જે ખુદાવિંદ આપ નજરસે દેખીએ. ત્યારે બાદશાહ ખીચડી જોવા ગયા તે વખતે બાદશાહે ત્યાં ખીચડીનું હાંડલું તો ઉપરના ભારવટીયા સાથે બાંધેલું દીઠું, અને અગ્નિ તો નીચે સળગાવ્યો હતો.

તેથી બાદશાહે કહ્યું. જે બીરબલ તેરી સુદ્ધ આજ ઠીકાણે પર નહી હે ? તુમને ભાંગ બહોત પી હય ઈતના તફાવતસેં તેરી ખીચડી કેસી રીતે પકેગી ? તે વખતે બીરબલે કહ્યું. જે ખુદાવિંદ ! આપને આપકી સભામેં વો દીને જો બમનકા ન્યાય હૂઆથા, ઉસ ન્યાયસે મેરી ખીચડી પકની ચાહીએ. જમુનાજીસેં આપકે મહેલકી બત્તીકી ગરમી લગી, તો દસ હાથકે તફાવતશેં મેરી ખીચડી ઉસી રીતીસે પકની ચાહીએ.

તે વખતે બાદશાહ સમજ્યો કે, તે દહાડે મેં અન્યાય કર્યો તેનો દાખલો બીરબલે કરી બતાવ્યો માટે મારે હવે પેલા બ્રાહ્મણને સો સોના મહોર તેના લખત પ્રમાણે આપવી જોઇએ, અને તેટલીજ મહોર બીરબને પણ ઇનામ દાખલ આપવી એવો હજુર હુકુમ નીકળ્યો. પછી બાદશાહે બીરબલને પુછ્યું. જે એસા કરનેકા તેરા કારણ કયા થા તે વખતે બીરબલે કહ્યું. જે ખુદાવિંદ ! કલજુગ આગયા વો દીન ઓ બ્રાહ્મણ આપકી સભામેંસે નિરાસ હોકર ચલે જતા થા તબ શહેરમેં લોકોકું આપકા ન્યાયકી બાત કરતા થા, ઔર જોરસે બોલતા થા કે કલજુગ આયા. બાદશાહે બીરબલને પૂછ્યું. જે ઓર કુચ્છ કલજુગકે ચીન્હ બતલાવ. ત્યારે બીરબલે કહ્યું જે ખુદાવિંદ ! કલજુગકે ચીન્હ ઔર કવિત મુજે યાદ આતે હૈ. સો આપકું સુનાતા હું એ કવિત શાહરે કવિને મુજકું સુનાયા થા.

## કવિત કલજુગકા.

ઐસા કલજુગ આવેગા,
ભાઇ એસા કલજુગ આવેગા.
નવ બરસકી લડકી જણેગી,
પૈસે પૈસે નારી મીલેગી.
ભાઇ બહેનકા લગન હોવેગા,
બાપ બેટીકા સંબંધ હોવેગા.
ભાઇ બેનકી દલાલી કરેગા
ધરમ કરમ શબ ભુલ જાવેગા.
ફટકીયાતો મરણ હોવેગા,
પાણી તો જોખ પીવેગા.
નહીં કરનેકા કરેંગા,
નહીં સુનનેકા સુનેગા.
નહીં ચલનેકા ચલેંગા,
નહીં દેખનેકા દેખેંગા
નહીં લીખનેકા લીખેંગા,
એસા કલજુગ આવેગા. ભાઈ એસા.

ઉપરનું કવિત સાંભળી બાદશાહે બીરબલને કહ્યું. જે બીરબલ કલજુગકા ઔર કોઇ કવિત તેરેંકુ યાદહે. જો યાદ હોય તો મુજકું સુના દે.
તે વખતે બીરબલે કહ્યું કે જહાંપનાહા! ઉપર કે જેસા એક દુસરા ચીન્હ મેરેકું કવિ ગંગને સુનાયા થા સો આપકું સુનાતા હું.

## કલજુગકા ચીન્હ.

સાલે સબરાજ કરે, બેનન કે સાસરે.
દુધ દહીં ભંગ ખાય, રાંડીરાંડન કે આસરે.

ઓર એસાજ એક બારોટ કવિને પણ એક કવિત કહા થા.

## કવિત.

એક મુરખશો, બેન ઘર ભાઇ.
દુસરા મુરખશો, ઘેર જમાઇ.
તીસરા મુરખ, દેકે કુવા.
ચોથા મુરખ, રમે જુવા.

ઉપરનાં કવિતો સાંભળી બાદશાહ બહુજ રાજી થયો ને દુનિયામાં પોતાની અપકીર્તી થતી, બીરબલે અટકાવી ત્યારે બાદશાહે બીરબલને કહ્યું. જે વો દીન દરબારમેં ઓ બમનકું સો સોના મહોરકા ઇનામ દેનીકી મેરી મરજી હુઇથી, ગણુ મેરી પટરાણીકા ભાઇ ખુશરુને મેરેકું ઉલટા સમજાયા. નહિ તો એસા અન્યાય મેરી દરબારમેં હોના નહિ ચાહીએ.

ઉસસે મેં આજકે દિન બીરબલકું એક લાખકી જાગીર બક્ષીક્ષ કરતા હું. ઓર બીરબલ જેસા ન્યાયી સખ્સ મેરે દરબારમેં હૈ ઉસ લીયે મેં મગરૂર હું.

## કલજુગની ગજલ.

કલજુગ નહીં શતજુગ હએ
યા દીનકુ દે ઓર રાતલે
કયા ખુબ શોદા નગદ હએ
ઇશ હાથ દે ઉસ હાથ લે ॥ ૧ ॥

દુનીઆ અજબ બાજાર હએ
કછુ જીનશ યાકી શાથ લે
નેકીકા બદલાં નેક હએ
બદશે બદીકી બાત લે ॥ ૨ ॥

મેવા ખીલા મેવા મીલે
ફલ ફુલ દે ફુલ પાટ લે
આરામ દે આરામ લે
દુખ દરદ દે આફત લે ॥ ૩ ॥

જો ઓરોકી બસ્તી રખે
ઉશકા બી બસ્તા હુએ પુરા
જો ઓરોકુ મારે છુરી
ઉસ્કુ બી લગતા હુએ છુરા ॥ ૪ ॥

જો ઓરોકી તોડે ઘડી
ઉસકા બી ટુટે હુએ ઘડા
જો ઓરોકી ચાહે બદી
ઉસકા બી હોતા હુએ બુરા ॥ ૫ ॥

દુનીયા એ ઇશક જાન પ્યારે
દરીઆ કી મુહુ ધાર હુએ
ઓરો કા બેડા પાર કર
તેરા બી બેડા પાર હુએ ॥ ૬ ॥

અપને નફે કે બાસ્તે
મત ધરમકા નુકશાન કર
તેરાબી નુકશાન હોવેગા
ઇસ બાતપે તુ ધ્યાન ધર ॥ ૭ ॥

કલજુગ નહી શત જુગ હુએ
યા દીનકુ દે ઓર રાત લે

કયા ખુબ શોદા નગદ હૈ
ઈસ હાથ દે ઉસ હાથ લે
પાર કે પૈશે પરમાનંદ
ગીરીધારીજી કરે આનંદ





ડા. જીવરાજ હરજીવન ઉમર-૫૫

## શ્રી આત્મતિલક ગ્રન્થ સોસાઇટી તરફથી
## પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો.

| | કીંમત. |
|---|---|
| પરિશિષ્ટપર્વ ભાગ બે. | ૧—૦—૦ |
| સૂરાચાર્ય અને ભીમદેવ. | ૦—૪—૦ |
| ગુણસ્થાન ક્રમારોહ. | ૦-૧૨—૦ |
| રત્નેન્દુ. | ૦—૪—૦ |
| જાતીય શિક્ષા. | ૦—૧—૦ |
| ચારિત્ર મંદિર. | ૦—૨—૦ |
| શિક્ષાકા આદર્શ. | ૦—૫—૦ |
| હિંદીકા સંદેશ. | ૦—૧—૦ |
| સંજીવની બુટી. | ૦—૮—૦ |
| સંયમ સામ્રાજ્ય. | ૦—૫—૦ |
| શિશુ શિક્ષા. | ૦—૨—૦ |
| શ્રી સીમન્ધર સ્વામીને ખુલ્લા પત્રો. | ૦—૪—૦ |

મળવાનું ઠેકાણું.

**શા. સદુભાઈ તલકચંદ.**

રતનપોળ—**અમદાવાદ.**